૪૫૦૮

# अर्धचंद्रसेन कलावती,

उर्फे

# कलीमली नाटकनां गायनो.

રચનાર,

જુગલભાઇ મંગળરામ પંડ્યા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકશેલર. પબલીસર

ભગુભાઈ એન્ડ વાડીલાલ કો.

મુ૦ ખંભાત.



અમદાવાદ

પ્રિન્ટિંગ પ્રેસ.

૭૪૦૮

# અર્ધચંદ્રસેન કલાવતી,
ઉર્ફે
# કલીમલી નાટકનાં ગાયનો.

---

## ઇશ્વર સ્તુતી.

( પ્રભુજી સાહ્ય થજે જગરાય ) એ રાહ.

પાત્રો—પ્રભુ તુજ નામથી સીધી અપાર, (૨)
આજના ખેલમાં સાહ્ય થજે તું;
માનીયે આપનો આભાર. પ્રભુ તુજ૦

રાગ કલ્યાણ.

પાત્રો—અએ સુખાપતિ, પ્રભુ દે સરસ મતિ.
દુઃખ દુર ટાળી સર્વે, આપ્ય શુદ્ધ ગતિ. ટેક.
સુધબુધ ન્યાય ધ્યાન વિશેષે તું આપ.
અજ્ઞાનીને જ્ઞાની કરી દુઃખ સર્વે કાપ, અ૦
નેક ટેક શુદ્ધી શાંત નીતી બુદ્ધી થાય,
વચન પાળેથી સઘળે વાહ વા કહેવાય. અ૦
આજ કાલ દેશી મીત્રો સારૂ ધરો ધ્યાન;
વિનંતી સાથે વધારો ગુણ બુદ્ધી જ્ઞાન. અ૦
ચંદ્ર સુર્યોદય મંડળી ગુણ બહુ ગાય,
નઉંન ખેલમાં વિઘ્ન સુખ સર્વ થાય. અ૦

( અફસોસકે આંખોસે દીખાઈ નહી દેતા ) એ રાહ.

વિર્યસિંહ—ઘડપણ મારૂ થયુછે હવે તે શું કરૂં,
આ રાજતાજ માહરો કીયાને હું ધરૂં. ટેક.
બે પુત્ર મારા અર્ધચંદ્ર સુર્યસીંહ સરસ,
જો દેઉ રાજ એકને લડે અરસ પરસ. ઘડપણ૦
પુછુ હું પુત્ર માહારાને બોલાવી આવાર,
દેખુશો દીલ એમનાનોછે ખરો વિચાર. ઘડપણ૦
માલમ કંઈ પડે નહી સાંભળો મારા દુત,
જાઓ પ્રધાન બોલાવીને લાવો બંને સુત. ઘડપણ૦

( શહેનશાહજી જોય આલીમદાર ) એ રાહ.

પરીયો—શહેનશાહ સુખી તમે રો દીન રાત,
આનંદ તો જામ્યો ભલી ભલી બાત. ટેક.
ખીલી છે સુશોભીત સભા સરસ,
પ્રજા છે સુખી રાજ વિર્ય અરસ;
તારા પુત્ર સુર્યસીંહને આપ્ય રાજ,
મળેથી એને રાજ સફળ કાજ.

( તુને કુમલા જીયરવા ઓ પીતા મોરા ) એ રાહ,

બંને પુત્રો—કેમ દીલગીર તમેછો ઓ પીતા મોરાકેમ દીલ-
ગીર તમે
તમો દુઃખેથી અમો છીયે દુઃખી કેમ દીલગીર તમોછો, ટેક.
અમો રજપુત સુત પણ કેમ રહીશું તમે જો,
ક્ષત્રી પુત્રો સુર બતાવે કેમ ડરીયે અહીં જો. કેમ.
આવે જો લડવા લડવૈયા સારા અમે ડરીયે નહી તો.
અરજ અમારી ઉરે ધરી હોય જે તે કહી દેઓ. કેમ.

( મુજે તુમ છોડકર પ્યારે. ) એ રાહ,

**વિર્યસીંહ—** ( ધીરજ આપીને )

પ્રીય પુત્રો દુઃખી નહી થાવ કહો એક કામ છે મારે,
નથી દીલગીર દીલમાં હું, કહો વેણુ ઉર કોણ ધારે,
મારા નસીબમે ખ્વારી સમજી દીલ લ્યો ધારી,
જુદાઇની છે તઇયારી કહો ને કોણ છે વારે;
આ મુગટ સીર કોને દઉ બંનેને સરખા હું કઉ.
વિચારો મન અહીયાં સઉ છુટે પ્રાણ દીલથી જ્યારે.

**અર્ધચંદ્ર—** ( સી દશા મારી થઇ ) એ રાહ

રે પીતા મારા સુણો હું નમાવીને કહું સીશને,
આપો તાજને બંધુ મારા, વિનતી કરૂ ઈશને. રે પીતા.
જેષ્ટ બંધુ ગણિશ હુંતો જે થવાનુ તે થશે,
દુઃખ દે યા સુખ પણુ ખરો બંધુ એ હશે. રે પીતા.

( કંગનવા મોરા કરસેં સરક ગયોરે ) એ રાહ.

**સભાસદો—**( હાથ જોડીને )

મહારાજ તાબેદાર છીયે આપ તણારે. ટેક.
સૂર્ય સીંહ સુત તમારા, રાજા બન્યા છે સારા;
સુ(ખ)! અમો ભારીરે, ખુશીની ન આરીરે. મહા૦
પરમેશ્વરની જે ઈચ્છા, તે કયુ ન થાયે મીથ્યા;
જે થવાનુ તે થાઇરે, હેમાં ન નવાઈરે.
જે લલાટે લખાવી લાવ્યા લેખ ખરારે.

( મોરી સૈયા હસત હસત લચક મોહન આવે. એ રાહ. )

**સુર્યસીંહ**—અરે પ્યારી સાચે બોલે સુખણી તુ થાયે. ટેક.
ડાઘ રાખતાં જુઠ ભાંખતાં, જીવ જોખમાયે; અરે પ્યારી૦
બંધુ મારો અર્ધ ચંદ્ર ક્યાં છે કેને યાંચે. અરે પ્યારી૦
(ઓ નાહમવાર તેરે નામપે પેજાર) એ રાહ.
**સુર્યસીંહ**—(ગુસ્સાથી.)
અએ બેઇમાન સ્ત્રી તુને છે ધીકાર,
તારા જેવી નથી દીઠી મેં કોઇ નાર;
લે જા દરબાંન અને યાંથી જાણુ,
કેદી એને કર જલદી થયો છે ઈનકાર.
(તપો તપો રાજ યારો ઇંદ્ર સમો.) એ રાહ.
**સુર્યસીંહ**—પ્રીય પ્રધાન મારા તુજને કહું. ટેક.
હુંતો જઉછું વનમાં આજે,
સીખામણ તારે લેવી સહુ. પ્રીય.
પ્રજાને પાળજે દુઃખ ટાળજે,
થોડે દીવસે પાછો આવું હું. પ્રીય૦
(દાહ ઉઠીછે દુઃખની દીલમાં) એ રાહ.
**અર્ધચંદ્ર**—દીલ થયુંછે મારૂ જવાને કલીમલીની પાસ તો,
પણ મન વિચાર કરૂં, કેટલી મારી આશતો. દીલ૦
પ્યારી કરવી યેને મહારી મુને લાગી એ કટારી,
નહી નહી જીન્દગી આછે તારી જ્યાંછે મારો સ્વાસ તો. દીલ૦
બન્ધુ જઈ હર સીધી, જેને માત મારી મેં કીધી;
ખરી રીતે કરૂ વિધી થોડે થાશે જાસતો. દીલ૦
(હરી કલંક મારૂ ઉતારો.) એરાહ.
**સુર્યસીંહ**—આ દુઃખ દરીયાને આરે કોણુ આવ્યું મુંને સંસારે.

કોઇ બંધુની બાળથી તારે, કોણુ બંધુ વિના ઉરધારે,
આ ભવસાગર સાગરમાં, કોણુ દુઃખ ધરે મારૂ તનમાં,
કોઈ ભાળ દે બંધુ લગારે, કોણુ બંધુ વિના ઉગારે,
અતિદુઃખ થશે મુને વનમાં, પણુ બંધુ વસ્યોછે મનમાં,
નથી બીક મને વચગારે, કોણુ બંધુ વિના ઉગારે.

( દયાળુ દેવ કૃપાળુ તું ) એ રાહ.

અર્દ્ધચંદ્ર--દયા સીંધુ એ "હર સીધ માત,
શરણુ આવ્યો છુ ક્ષત્રીની જાત,
લીલા તારીનો નાવે પાર, આધીન તારો છુ મુજને તાર;
બચાવ તુ જલદી મારી ધાત, શરણુ આવ્યો છુક્ષત્રીની જાત.

(અએ બાદ સબાજા ચમન ચમન.પીર બતાવુ ગુલ કાલા) એરાહ.

અર્દ્ધચંદ્ર—અએ "હરસીદ્ધી તું પતા બતાવે કલીમલી છે ક્યાં,
હું આવ્યો છુ જંગલમાં, બતાવે ક્યાં ક્યાં. હુ આવ્યો.
ઓ માતા મારી ધ્યાન ન આપે તો, મરૂ છુ હુંતો યાં;
આ છેલી સલામ લે મા, જલદી યાંઃયાં. આ છેલી૦

( બંકાવલી હું પરી ઇરમકી નજુમ મેહેકમાલ મુજકો.) એ રાહ.

હરસીદ્ધી— ( અટકાવીને )

ન સુણુ બેટા પ્યારા મારા, જોઇયે જે તે આપુ હું તુજને,
જ જોઇએ તે માગી લે તું, વેણુ મારૂ હું થાપુ છુ તુજને;
જે તું બોલ્યો કલી, મલી પણુ, હજારો કોસો પર તે છે.
ગાંધર્વ વદની તેછે બેટા, લાંછન કંઇ ન લાગે તુજને. તુ સુણુ.
કલી શાહજાદી મલી સોનીકા, પણુ બંને ને દોસ્તી તોછે;
એકજ શેહેરમાં એકજ નામે, મેળવી આપું તે તો તુજને.
કુંનર હજારો ત્યાં કરજે મલી સોનીકા બાપ જ્યાં છે;

ધરજે ધ્યાન તુ મારૂં આંહી, ખચીત સાથ હું થનાર તુજને.

હિંડી.

અર્ધચંદ્ર— ( હાથજોડીને. )

માત તુજને હું પાય લાગુ આજે,
થયું દરસનથી મારૂં સીદ્ધ કાજે,
માતા શુભ ગ્નાન સફળ સુખકારી.
પામ્યો નવો જન્મ દુ:ખ ને નીવારી. ૧
પણ જાઉં શી રીતીથી ઓધ જામ્યો,
બીજાં સઘળાં સુખો તો હું પામ્યો,
માર્ગ સરસ માટે વિનતી કરૂ છું,
નામ હરસીદ્ધ દીલમાં ધરૂછુ. ૨

સારદુલવિક્રીડીત છંદ.

હરસીધ—તુંછે જે સુત ચંદ્રકુળ પ્રગટયો અર્ધચંદ્ર સેન તુ,
તેથી કરીને આપુ રસ્તો તુજને, વચનો મારાથી હું.
સુખી છે અપાર ગાંધર્વ જનમાં. તું તો ખરો જાણજે.
બેસેજે તુ વિમાન સરસમાં તો દીસે કે ના આણજે.

સુર્યસીંહ—( હે કમજાત પીંગલા તુને. ) એરાહ.

હે કમ જાત સ્રદોન્મ તિતે ઓત દગા દીયા,
બંધુ જેવા બંધુ મારાને દેશ નીકાલ કીયા. ટેક
ચંદ્ર જેવી કાંન્તી એની અર્ધચદ્ર માન,
પ્રીય બંધુ વિના મારી ઉડી જાયછે સાન. હે.

સારદુલવિક્રીડીત.

અર્ધચંદ્ર—પત્ની માટે આવ્યો કાંન્તા વિરમમાં જોવું હાવે નેહને

પણ કાંન્તા એ ક્યાં હશે જોઉ જઈ વિવેક તો એહને,
"હરસીદ્ધી" ના વચન બોલ્યાં મુજને છેલે વેલાં પ્યારથી,
તેમાં કહ્યુછે રહેવુ સોનીહાટે, જ્યારે જઉ ત્યારથી.

( પ્યારી નામ સાંભળી થયોછુ હું ઉદાસ ) એરાહ

અર્ધચંદ્ર—દીલ મારૂ ત્યાં ગયુછે મારી પ્યારી પાસ,
કાંન્તી તારી દિઠાવીના થયો છુ ઉદાસ દીલ૦
ખોળી કાદુ તુજને પ્યારી, જો હોવે આકાશ. દીલ૦
"હરસીદ્ધી છે સાહે મુજને, થાઉ કેમ નીરાશ. દીલ૦

( નજર આઈ મુજકો અજબ મહેલના. ) એરાહ

અર્દ્ધચંદ્ર—મકાનોછે શોભીત અજબ મહેલના,
નહી દીઠા હાવાછે સુંદિર સરસ. ટેક.
દિઠી બારીયો વાહવા વાહવા,
બીજા દરવાજાઓ અરસ પરસ મકાનછે,
અરે આતો ઈંદ્ર પુરી તુલ્યછે.
પરીથી સરસ નારી હું નકરસ મકાનો૦
કોણ્ણ શણગારછે યાંહી બહું,
કોઈ સુણાવે મુને હાવે હરસ. મકાનો૦

લાવણી.

સુણકા—ખુશ રહો રાજાજી અમૃતસીંહજી સારા,
રહો અખંડ રાજ તમારૂ ઇંદ્રને તારા;
યાં નેકી સઘળે પ્રજા છે સુખ કારી,
નથી નગ્રમાં કોઇ રાજ એકે દુખ્યારી.
સુખ ચેનમાં દીવસ રૈયત સઘળી કાડે,

કો નહી અહીયાં આવે આપથી આડે.
કરે પરમારથ સૌ કામ ધર્મના દાતા,
ધરે વહેપારો જે મન ખોટ નહિ ખાતા.
ઉડે ધજા ફરરરર ધરમ કેરી ગાજે,
આ રાજ આપનુ સુ શોભીત તો છાજે.

*( ગુન ભરી ધુન મોરી સુન પ્યારે. ) એ રાહ.

**અમૃતસીંહ**—સુણુ મારી વાત કહુ અયે પ્યારે,
સદર નગરપર આ કોણુ આવ્યો નર. સુણુ૦
જાણુ તો નથી જણાવ મુજને સાથે તારે છે કોણુ આરે,
કામ કરના દુ:ખ હરના ધર્મ આપણો છે ધારે. સુણુ૦

( બતા દે હમકો તુ હાલ પ્યારે. ) એ રાહ.

**શ્રીગુણશીંહ**—( ઉભો થઈ હાથ જોડીને. )
સાંભળો પીતા પ્યારા મારા મન ખુલાસો કરૂછું યાંયે—ટેક.
આ ચહેરા જેવો ચંદ્ર તેવો અર્ધ ચંદ્રનો બંધુ જ્યાંયે;
નામ સુર્યસીંહ બંધુનુ મારા, માસી મારીનો પુત્ર આયે સાંભળો.
દુ:ખનો પાર નથી રહ્યો એને પીતા મરણ પછી ભટકે છે ક્યાંયે;
બંધુ એનો પણ જુદો પડ્યો છે, ભાળને માટે આવ્યો છે યાંયે.

( તેરી માનીન્દ [illegible]મે. ) એ રાહ.

**સાહેલીયો**—પ્રીય પુસ્પોની વૃષ્ટી મે હવે જાગોને એ જાનું,
પવનથી પાણી છંટાયાં તમે જાગોને એ જાનું—ટેક.
ખુબ સુર્ત કામ પરીયોની બહેતર બીજી [illegible],
આ શોખી બંગલાની બાહાર મે જાગોને એ જાનું.
બીરાજ્યાં ખુબ આરામે અયે કેમ સુંદરી યાંહે,

અદાઓ નાશ થાઓ દીલ, પરી જાગોને એ ભાનું.

( મેં જાનતીથી પરીયોસે અછા નહી કોઈ ) એ રાહ.

કર્લી—હું જાણુતીથી પરીયોથી સરસ નહી કોઈ,
પણ એક જેવો બીજો મે દીઠો નહી કોઈ. ટેક.
એ દેખતાં આ સરવે સુસોભીત સુન્ય થાય,
એ કોણ અને ક્યાં અહી મળે નહી કોઈ. હું૦
માલુમ નથી એ શુ થયુ આરામમે મારા,
દિયાનો ભેદ માહરો છુડાવે નહી કોઇ. હું૦
નજરો નજર પ્રફુલીતે દીઠો મે એને હયાં,
જ્યાં હતો તે એકલો બીજુ નહી કોઈ. હું૦

( સુંદીર મુખ તુ દીલ તનુ નંદકેશ્વરા ) એ રાહ.

સાહેલીયો—ચંદર મુખ મૃગ નેણી હમે વંદીયે પરી.
તારા વિના અમે કેમ રહીયે શ્રેષ્ટ તો ખરી. ચંદર.
પુર પુર પુર ઉર ઉર ઉર બોલ બહેતરી,
કામ અમારા સરખુ આ દીલ કરી. ચંદર.
આવિ સખીયો તારે માટે સોર છે જરી,
તનની, મનની, ધનની, રાખ તુ ન ફીકર જરા.
દીલમે પ્યારા, મનમે ધરી. ચંદર.

( મૃગલોચની ગજ ગામની ) એ રાહ.

અર્ધચંદ્ર—મૃગ નેણની હંસ ઘેણની તુ એ મધુર પરી,
ક્યાં જાતીથી ને ક્યાંથી આવિ દુઃખી દીલ કરી. ટેક.
સુર્ય અહી શાંતી પામી મારૂ કહ્યુ માન,
બેહોશી કેમ બાવરી તુ ક્યાં છે તારી શાંન. મૃગ.

મલી— શિખરીણી.

અરે આ છે કોણે પધાર્યો ક્યાંથી આપણુ યાં અહી,
દીલે રાખો શાંતી તુજ વિણ પૃથ્વીમાં બીજા બાઇ;
વાગ્યા બાંણો મેંના પારખો પ્રીતીથી સબળી કરી,
કહુ પીતા મારા હમણાં જઉ કલી પાસે જરી.

( પતા મુજકો ચોરીકા બીલકુલ મીલાહે ) એ રાહ.

અર્ધચંદ્ર—ખબર મુને આજે કલીની મળી છે,
જઉ ત્યાં જોવાને કે કેવી કલી છે. ખબર૦
લેઉ ત્યાં જઇને હું એની નીશાની,
ઓળખુ હુ કલી કે જેવી મલીછે. ખબર.

( શીશ મુગટ વાંકે કાંધ કામરીયાં ) એ રાહ.

સાહેલીયો—જુવો સખીયો આજે બાગ બગથીયાં; ટેક.
સરદ પુનમ જેવો આયે ખીલ્યો છે,
જાઇ જુઇને જુવો ચંપા અગથીયા. જુવો.
એરી સખી હું તુજને ખોળુ,
ધ્યાંન ધરીને જુવો આયે પગથીયાં. જુવો.

( અરે દાસી સાચે બોલે ) એ રાહ,

મલી—અરે સખી આવવા નેની કળી હુ જ્યારે. ટેક.
લગ્ન કરવા, પતિવરવા, દીલ થયુ મારે. અરે૦
પતિ મારો બતલાવું ઘેર આવે ત્યારે. અરે૦

(સુન અએ દેવની સર્ત ઈમદાદકો.) એ રાહ.

કલી—અરે કોઈ દાસી અહી આવી જાય,
પ્રીતમ પ્યારા મારા છે મલીને ત્યાંય. અરે૦

નહી જાણે કોઇ એવુ કરતુ કાંમ,
જો લાવે જવાપે આપુ તુને દામ. અરે૦

રાગ ઉપરનો.

દાસી—અરે મારી વહાલી કરૂં તુજ કામ,
લઈ પત્ર તારો જઉ મલી ઠામ. અરે૦
નહી બોલ કાડુ હું મારી જુબાંન,
જઈ કામ કરીને લાવુ બયાંન. અરે૦

( પ્યારસે બદલી કયુ નજર તોરી. ) એ રાહ.

કલી—પ્યાર ખાતીર આવી નજર તોરી.પ્યાર ખાતીર.
વાર ઘણી થઈ તુજને પ્યારા, ખોટી થયા ક્યાં કાહાંન,
વાટ જોતી હું વખત ગુમાવુ નીરખવાને કાજે નજર તોરી, પ્યારી.
પ્યારા કરીને તમોને થાપ્યા હું છું. તમારી જાન,
માટે જલદી પધારો પ્યારા, નેણુથી દેખુ આજે નજર તોરી, પ્યારી.

( દીલદારી કીનીરે. ) એ રાહ.

અર્ધચંદ્ર—પ્રીય કાંન્તા શાંતીરે, તુને શું વિકલ્પ,
દિલ બરીયાં પ્રીતમે ભરીયાં એ પરીયાં નજરી,—
યાં સુંદરીયાં, શા લક્ષે કાંન્તીરે, પ્રીય કાંન્તા.
શાન્તીથી જો સુગ્ન સરીરો,
તેથી ન રહેશે રોગો હાંજર,
હાવે આવ્યો હું છું કરવાને આંતીરે પ્રીયકાન્તા,

( પ્યારી ખત માફ કરો પુર કસુરહે. એરાહ.

કલી—તાબેદાર આપની છુએ પ્યારા હજુર

આપ આગળ દીલોજાન સહરહું મજુર તા.
હુકમની રહીશહુ સુણુ પ્યારા એસાન.
આપ પતિ માહારાને હું તમારી જાન. તાએ.
( જેલખાંનેકા દારોગા પકડ બાંધરે ) એરાહ.
કલી—તુ સાંભળ મારી પ્યારી માતાજી આજેરે. તુ સાંભળ૦
ઉમર મારી પુખ્ત થઈ આવે, મેળવો મુજને કોય
સુરત સારો મુખ રૂપાળો ચાલાક ચંચળ હોય.
કરો પુત્રી તણુ હાવે નીહાળી કાજેરે, તુ સાંભળ૦

### ત્રોટક

( શશીસા સણગાર હવે સજવા. ) એરાહ.
કામાવતી—સુણ પ્યારી કલાવતી તુને કઉ
જણાવિશ હું પીતાને તારા સઉ. ટેક.
અનુકુળ વિચારો જે મન હશે.
ખુશ કારથી સર્વે તે કાર્ય થશે. સુણ.
કલી—ધરૂ ધ્યાંન સદા માત કામાવતી,
કલિતા હું બની હુ કિશોર અતિ. ટેક.
અરે માત પરી તુઇ તુતો થજે,
સુખ દાંનીકા દુઃખ નીવારી હજે. ધરૂ૦
( લેલી લેલી પુકારૂમે બનમે. ) એરાહ.
ભાટ—સઉ રાજેન્દ્ર વિનતી કરૂ, વધાઈ આપવા કામ હું ધરૂ;
તખ્તસેન રાજકમળા વલિનો, સ્વયંવર ત્યાં છે ગુણવંતીનો.
તેતો પુત્રી સહેની કહાવે, હેત લાડથી સૌ મન ભાવે.
ચૈતર વૈશાખની અધવચ. સુણો રાજા બોલુછુ હું સચ.
મોકલ્યો રાજા તખ્ત સેને, મન સ્વયંવર વિચાર જેને.

માટે માનથી આવજો સાજ, એવુ તેડુ કરાવ્યુ છે રાજ
( પ્રીતમ વીના કેવી શોભે પ્યારી. ) એ રાહ.

**કામાવતિ**—( હાથ જોડી ) પ્રાણ પતિ કહુ વિનતી હમારી
ધ્યાંનમાં લેશો પાતળીયા પ્રાણ.
પુત્રી આપની કિશોર બનીછે પતિવીના બહુ આતડીયાં પ્રાણ૦
માટે પતિ આપ વીચારવંતા, ધ્યાંનમાં લેશો વાતડીયાં. પ્રાણ૦
તે સઉ જાણવા કાજ સુશોભીત જમઇ લાવો જાતડીયા. પ્રાણ૦
( હાથ ચક્ર ત્રીશુળ બીરાજે. )એ રાહ.

**જોગી**—હાથ પાંઉમે બંધ રખકે અલેક જગાઉ તેરી નગરીમે.
સુખ ચેન સબ છોડ દીયા હે આયા તુમારી જગરીમે. હાથ૦
અરજ જોગીકી એક દેખો શંકર ભોળાનાથ રખે,
તુંબી અમારી ભરદે એસા, શહેરમાંહી કોઈ હોવસખે;
કમલાવતી હે નગરી સારી, હુડ ફીરૂમે કોઇ અચ્છા અચ્છા.
કયું નહિ પાવે ઓ મેહેલમેં કોઇ કચા પચા.
( માર માર મારનાર જલદીસે તુંમાર ) એ રાહ.

**સુર્યસીહ**—ખ્વાર ખ્વાર ખ્વાર બધે સુ બંધુઓ ખ્વાર.
વિચારોથી જોશો અમો છે કપટ નીરધાર. ટેક
માર માર માર જલદી સુર છો સરદાર,
ઉડાવી દઉ સીર એનુ કાપુ આ તરવાર. ખ્વાર.
દીલ ધરો જંન રાજાએ દીધાછે ખ્વાર.

ઉલટુ વચન માટે એમાં છે કઇ જાર ખ્વાર.
( સરપર અએ બોજા અપને તુમ અએ સાહેબ ડાલોરે )એ .રા૦

**અધાક્ષત્રી**—અએ રાજા ક્ષત્રી કલંક તે કેમ લેશોરે. ટેક

એ પુત્રી તારી ત્યાંહી,
છોડાવી લાવે જ્યાંહી.
પણ બીજો નથી જનારરે
એ ક્ષત્રીનોછે આધારરે. અએ૦
હેમાં દગોછે નક્કી.
તેથી થયો તુ જક્કી.
ત્યારે બોલાવ્યા શા માટેરે.
કોઈ થુકેલુ ન ચાટેરે.
આ સર્વે રાજપુત્રો આપને ધીકદેછેરે અએ૦

(સુરપાળ તમે સુકીયાવો. ). એ રાહ.

સુર્યસીંહ—કેમ આવ્યો ન જંગલે આરે,
મુજ—બંધુ—નો—— ટેક૦
વાશી વીલાપી દુખ ન વળશે,
મુજ બંધુ કેમ દીલેથી ટળશે,
બળ્યુ ને બળશે ને બહુ થાશે.
દુઃખ તણો તો જાશે. કેમ૦
નિજ બંધુની બાળદે કોઇ.
ચણું એઓના પીઉ હું ધોઇ.
પણ આ ઈશ્વર ક્યાં છે કેને,
બંધુ મુજ બીચારો. કેમ૦
કહે હવે હુ હું ક્યાં જાઉ,
બંધુ વિનાનુ અર્થછે સાઉ.
દીલમાં વસીયોછે મુજ તેથી,

છુટે ન બંધુ પ્યારો. કેમ૦

( દોહરો )

સુર્યસીંહ—દુઃખ દરીયાના પાસમાં સુખ ઘણેરૂં થાય,
પણ તે જીંદગી જીવથી કેમ દુઃખ ભુલાય,
કહ્યું વીધાત્રી કહેવતે લખેલાં વાંચે ચર્મ
પણ કશુ ન વાંચીયાં કોયે આપણા કર્મ;
( આહા આહા બકાવલી જાન આઈરે. ) એ રાહ.
સર્વે સાહેલીયો—આહા જુવો કલાવતી જાન થઇરે ટેક.
ચમન મે સારા થયા સુખારા, રહ્યા તાજે સુલશાંન,
એની અમારા સુખોના ક્યારા, આવી રહ્યાંછે જાન,
દરબાર ઉભા સરસ શોભા કહેવાનો નહી પાર;
લગન થોભા લગનીયા ઉભા બનીરહ્યાછે તયાર
મળ્યા જદુપતી મળ્યાછે ભુપતિ કેમ જાયે બરબાદ.
સખી અમારી લગન પામી સદા રહો આબાદ. આહા જુવો.

કલ્યાણ લાવણી.

અર્ધ૦—કાંન્તા વિરમશાહ ગાંધર્વોના, હેવાલ સુણાવુ મારો જલદ જલદ
ક્ષત્રીપુત્રછુ હુતો, અર્ધચંદ્રછે નામે અલદ. ટેક.
નગ્રી એકેકન બત્રીસીછે નામે સુશોભીત સરસ સરર.
ભાભી મેણુ માટે હુંતો બાહેર નીકળ્યો, ખલક ખરર. કાં.
નોતી કુંવરી લાયક મારે વરવા સારૂ એકે સરસ,
કુંવારો કારણ તેથી હુ રહ્યો તો રાજા સુણો ખરસ. કાં.
બંધુ સુખાકર સાંભળછે, પ્રીત હેતથી તે તો ભરર,
સર્વવાતોથી નીચેની ખરેજ એતો હતો અરર કાં.

માત પીતા સૌ સ્વર્ગ ગયાં છે બંધુબને વસીયે મલક,
એક દીવસ હું બેઠો જમવા ભાભી શરણે જઇ ખલક;
ભાભી મારી મોળી ખારી રસોઈનીપજાવે મચલ મચલ.
એક દીવસ હું બોલી ઉઠયો સાંભળો ભાભી રમચલ રમચલ.
દાડી રોજ કેમ રસોઈ નીપજાવો, ખારી મોળી મહીં મોંઠુ પરર,
કારણ સમજાવેથી સર્વે દુઃખ ડુંગરા થાયે દરર,
કહેતાં એટલામાં તો બોલ્યાં ક્રોધીણીક બહુ ચેરો કરર,
એ મુજને નહી પાલવે સાંભળ, કલીમલીને લાવો અરર.
નમ્રતાઈથી હું બોલ્યો નહિ તોપણ બોલ્યાં તેતો તરત,
જાઓને બેઠા શું જુવોછો, લઈ આવી કરો પુરી સરત.
પીરસવાની નથી તમોને, રસોઈ આજે જરર જરર,
પુત્ર તમે હો ખરા ક્ષત્રીના જઇને લાવો મરર મરર.
સુર ચડયું મુજને તે વખતે નીકળીયો હું ઝપટ ઝપટ,
વિચાર આવ્યો કલીમલીનો કોણ જાતને કોણે અપટ કાં.
ધ્યાંનમાં લેતાં વિચાર ઉપન્યો હરસીધીને મારી દેઉકદત,
જઇને પુંજી હરસીદ્ધીમેં માતુશ્રીયે મુને આપી મદત;
બીના બધાથી જાણ્ય કરીને, વિમાંન આપ્યું સુખા કં
આજ આં માતુશ્રી સાહેથી, આવ્યો તમારે કદમ કદમ.

( કહુશું નસીએ દુઃખીયો કીધોછે. ) એ ચાલ.

**કેસરી**—કીસ્મત મારાયે દુઃખીયો કીધોછે.
ભેખ અર્ધસુર્ય કાજે લીધોછે ટેક.
હતા જે સુખા કારણો પ્રીયમારા,
જુદા ગરે તેથી તો આપે દીધોછે. કીસ્મત.

અરે સુખો સર્વે ગયાં ક્યાંઇ મારાં,
વિયોગ પડ્યો મુને મિત્રોથી સારા કીસ્મત૦
હવે ઇસ્વરા વિનતી લે સ્વીકારી,
સુખો સર્વે આપી તજો દુઃખીયારી—કીસ્મત૦

( ઓધવજી સંદેશો કેજો શામને. )

મોહામતિ—બેઠીછું પ્રભુ જંગલ કેરા અવાસમે,
પતિ વિખુઠી પાડી પ્રભુ તેં આજજો;
અફળ થયા મનનારે મનોરથ માયરા,
જેમ અફળાયાં હરિયા આંહી ઝાજજોબેઠી.
પ્રાણ પતિ મુજનેરે છોડી ક્યાં ગયા,
સાસુ સસરો માત પીતાને વિરજો:
સાહે થાઓ આવિને વેગે માહરી,
નથી રહેતી કાંઇ માગ્યથી ધીરજો બેઠી.
સાહે થજે પ્રભુ નોધારાના આધાર તું,
પડ્યો દરીયો દુઃખ તણો મુજ સીરજો;
મેળવ જલ્દી પ્રાણપતિ મારાથકી,
નહીતો તજશે જીવ મારો શરીરજો. બેઠી.

( પ્રીય પ્રધાન પ્રશ્ન મેરા ચીત મેં ધરો. ) એરાહ.

કર્ણી—હેતસ્વી રુપો તારી પ્યારા લાગીતી મુને,
તીક્ષણ બાણે નેત્ર કટાક્ષે ભાળવા તુને. હેતસ્વી.
ઈશ્વર સાહ્યતાથી સૌ થાય સુખકાર,
પરમેશ્વરની મેહેરથી બોલો જય જયકાર. હેતસ્વી.

## ગઝલ.

( સુન અએદીલદાર ગુલ રૂખ શાર જાને મન. ) એરાહ.

અર્ધચંદ્ર— ( કલીને )

તુ સાંભળ શાંન પ્યારી જાન એ મારી
પરી સુખદાંન અએ મનમાં ન એ મારી તુ સાંભળ.
સઉ સુખ જાય દુઃખ બહુ થાય કપાયે શીર,
કરૂ નહી કોદી તુજને ખ્વાર એ મારી; તુ સાંભાળ
અગર મુજપર હોવે દુઃખ તથા તુજપર,
તો દેઉ સુખ તુજને જાન અએમારી; તુ સાંભાળ.

( હર ગુલ પડને કોપેર એશાહ ચલો ચમનમે ) એ રાહ.

અર્ધચંદ્ર—પ્યારી તુમારી માંનરે હાવે ચાલો સ્વદેશમાં, પ્યારી.
બાઇ સ્વદેશમાં જઈએ સ્વદેશમાં,
દીલ ખુશીથી જાંનરે હાવે ચાલો સ્વદેશમાં
કહે તુ પીતા તારા, જઇયે વિદેશમાં,
ગાંન પાંને સુખ તાંનરે હાવે ચાલો૦

( હે સરદાર હે સરદાર ) એ રાહ.

સર્વે—જય જયકાર જય જયકાર વર્ત્યો છે બહુ,
કલી, મલી સાસરે જાય જુવોને સઉ.
અર્ધચંદ્રસેન બળીયો સુખી સર્વે થાય,
આશીર- વાદ એવો દેછે પીતા અને માય.

## ઠુમરી.

અર્ધચંદ્ર—તુ સુંદર સલુણી અએ પ્યારી મારી નાર.

નારએ નારએ નારતુ સુંદર૦
જઈયે નગરમાં મળીયે સરવતે,
નહી નહી મેહેલે સુખકાર તુ સુંદર૦
સાહેછે મુજને માતુશ્રી મારી.
બોલાવુછુ હું આવાર તુ સુંદર૦

( પટ ગુગટનો ખોલતુ ) એ રાહ.

કેસરી—ચંદ્ર સુર્યછે સારીખા ખબર દે કો યાં અહી,
ભાળ મેળવવા કારણે આવી ઉભો યાં અહી.
શું કરૂ હુંતો જીવીને નથી ખબર આવ્યો છુ કયાં.
કયાં હશે બધુ માયરા, ભટકુ હુંતો કાં અહીં.
રાજાએ કહ્યું મુજને શિકારે જાવુ આજતો.
સોંપીને રાજ મુજને વિયોગ આપ્યોછે અહી.
પ્રભુ તુ દે કૃપાળુ થઈ દાસની સાહે થાજે તુઈ.
દીસે ઘણો અકળાયો હુંય, કહો કયાં કાઢું પ્રાણ જઈ.

( દાદડ ધીમ ધીમ ) એરાહ.

ચી—જરાતુ હઠજા હઠજા હઠજા નિશાતુ હઠજા. જરાતુ૦
ચમન ચમંન ફીરેજા દુઃખ હરવા,
અર્ધાંગ વસ્ત લાંગ અએ સુખ ધરવા. હઠજા૦
પ્રીતમ પ્યારા મારા સારા,
દુખ શું પડીયું ? અએ ઓધારા. હઠજા૦
સરદ પુનમમે બાજે બનશીયાં,
બોલત સ્વરરરરરરર સરીયાં. હઠજા૦

## ગજલ લાવણી.

અએ પ્યારી પ્યારી પ્યારી ધીંકતતાંગ ) એ રાહ.

**કલી**—અએ સરરર સરરર સરરર ઇંદ્રરાજ. ટેક.

દુઃખભંજન થઇ દુઃખ કેમ આપે આવી હુંતો આજ,
ધ્યાંન ધર્યુંછે આપનુ મે કરો અમારા કાજ. અએ.
રીમઝીમ. તુમ જુમ, તુમ ઝુમ, રૂમ ઝુમ, શ્રેષ્ટ આપછો ઝાજ,
ઝુમઝામ ઝમઝાન, ઝનનનનનનન સીર પેશો ભેતાજ. અએ.

( ચેહ બહીમેપાયાગમ ) એરાહ.

**સર્વેપાત્રો**—ચેહ પ્રભુ પરાત્પરા બ્રંમ, અરે અનુપંમ,
નિષ્પાપી કરો અહમેવહરો, તમે નેકી ધો હરદંમ. ચેહ.
જુવો હરસીદ્ધી આ માત, નજરે શાક્ષાત, ચેહ.
થયાં સાહ્ય ત્રીશુળ કરમાંહે ધરી તો મળી પરીની જાત.
દિન દયાળુ સુખ ધો સાર, અરે આધાર,
સત્યકાર કરી દુક્રત હરી, તમે આપોને બુદ્ધી આવાર.
અરે ભુદર ઓ ભગવાંન દ્યો સુખદાંન.
આ મધવા માતા હરસીદ્ધીએ ટાળીછે દુઃખની ખાણુ. ચેહ
વળી સુર્યસીંહ શું આપ, વેઠયા ઘણા તાપ;
સત્યપણે રહ્યા સુખકાર તો આખર મળીયા બંને બાત. ચેહ.
કશુ ગીલકતથી નહી થાય, તેથી મુક્તાનંદ ઝુલાય;
માગો મુમુક્ષુ તાતો યાંચ.
આ ખેલ છે સમાપ્તંમ, અરે અનુક્રંમ. ચેહ.

**સમાપ્ત.**

# જાહેર ખબર.

## અમારી ઓફીસમાં વેચાતાં પુસ્તકો.

| | |
|---|---|
| તારાવીજળી કષ્ટ નિવારણ નાટક. | ૦—૮—૦ |
| સદર ગાયન. | ૦—૨—૦ |
| ચતુર ચંચળ નાટક. | ૦—૨—૦ |
| ઢુંઢીઆનો રાસડો. | ૦—૨—૦ |
| ખંભાત શેહેરનું વર્ણન. | ૦—૨—૦ |
| સ્તવનાવળી. | ૦—૦—૬ |

તે સિવાય વાર્તા કીસ્સાઓ તથા સરકારી નિશાળમાં ચાલતી ચોપડીઓ તેના અર્થો તથા જૈનધર્મોનાં વૈષ્ણવ ધર્મનાં વીગેરે તમામ જાતનાં પુસ્તકો અમારે ત્યાં રોકડી કીમતે મળશે. વેપારી લોકોને કમીશન આપવામાં આવશે. પત્રવ્યવહાર નીચેના સરનામે લખવો.

ખભાત